ગુજરાતી.



# શુકન કાવ્ય.

## અર્જુન તથા સેહેદેવ સંવાદમાં.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

મણિલાલ વિ. હરનારાયણભટ્ટ વિરમગામી.

ભાવનગર બંદર.

અમદાવાદ.

આર્યોદય પ્રેસ.

તા ૧૦-૩-૮૮

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કીમત. રૂ૦-૧-૦

I am highly obliged to Mr. Pitamberdas Harilal Mistry of state expenditure of Bhavnagur who has given me a great deal of assistance in compiling these pamphlets he will be pleased I hope to accept This book.

Yours faithfully,

MANILAL HARNARAYAN,

Bhutt Viramgami.

# પ્રસ્તાવના.

**પ્રશ્ન.**

એક દિવસે સેહેદેવજી ગાદી ઉપર બેઠેલા છે તે વખત પોતાના ભાઇ અર્જુનને આવતા જોઈ ગાદી ઉપરથી ઉઠી સાષ્ટાંગ નમસ્કાર કરી પુછયું, આંહી આપનું કેમ પધારવું થયું છે, અને મને શી આજ્ઞા છે? આ સાંભળી ઘણીજ ખુશીની સાથે કહ્યું કે આજ રાત્રે મને કેટલાક સ્વપ્ન થએલછે તે વિશે મને વિચાર આવવાથી આપની પાસે આવેલ છું, અને તે સુકનથી શા ઉપરથી ખાત્રી થાય કે સાચુ?

**જવાબ.**

સેહેદેવજી કહે. ભાઇ સ્વપ્ન છે. તે સાચુજ છે પણ ભીબુદ્ધ થવું તે જેવિ રીતે ઝાડ ઉપર પાંદડું પાકું થયુ. હવે તે થોડા દીવસ ઉપર પડવાનું છે તેટલાજ સમયમાં. ઉપર કાગડો બેઠો અને તે પડયુ. કહ્યું કે કાગડે પાડયું તેમજ આ સુકન છે તે થવાનું હોય પણ તેટલાજ વખતમાં શુકન આપવાથી એમ માલમ પડે કે, આથીજ. યું વાસ્તે તે વિશે હું તમને પ્રશ્ન કાવ્ય સંભળાવું છું તે સાંભળો.



જાગતા છતા સ્વપ્ન. દીવસના સ્વપ્ન મનુસ્ય વિગેરે

## જાગ્રત એટલે દીવસે દેખવાના શુકન.

॥ પ્રશ્ન ૧ ॥

Good omens.

ગામ જતાં નીચેના શુકન સામા મળે તો, સારા તથા ઉત્તમ. તીલક, તથા ભસ્મ કરેલ બ્રાહ્મણ, પાઘડી પેહેરેલ અને કાને લેખણ ચઢાવેલ વણીક, આયુદ્ધ સાથેનો ક્ષત્રી, અને પુસ્પ લાવતી માળણ, પાણી ભરીને રાતા વસ્ત્ર કંકુના ચાંલ્લાવાળી સ્ત્રી એ સુકન સામા મળે તો કામ સિદ્ધી અને પાછું ફરવું પડે નહીં.

॥ પ્રશ્ન ૨ ॥

Good omens.

અર્જુન કહે, ત્યારે તે સીવાય બીજા શુકન મળે તો કેવું ફળ આપે? સનમુખ ગાય, જમણી પાસેનો કાગડો. જો જતાં ...મ પડેતો એકદમ ચાલવું, આ સુકન મળવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય.

॥ પ્રશ્ન ૩ ॥

Ill omens.

જો ગામ જતાં ઘરથી નીકળતાં, ચોટી અંબોડા, છુટા નાંખી, કાળાં વસ્ત્ર પેહેરી, કોઇ સ્ત્રી સામી મળેતો કાંઈ પણ શુભ કામ કરવું નહીં અને ગામ પણ જવું નહી, જો

જાયતો પાછો ઘેર આવે નહીં. તેમજ જમણી બાજુએથી ડાબી બાજુ સર્પ જતો દેખવાથી જો ગામ જાય તો પુત્ર શોક, અને સ્ત્રી ભંગ થાય, તેમજ સ્ત્રી સ્વામીનું મો ન જોવે.

**॥ પ્રશ્ન ૪ ॥**

Ill omens.

જે માણસ નીચેના લક્ષણ જોઈ ન શકે તે ૭ માસમાં દેહ છોડે. ॥

કાનમાં આંગળીઓ ઘાલી, બંધ કાન કરવા અને તેની અંદર અવાજ થતો બંધ થાય, જળમાં મોં જોવાથી પોતાનું મોઢું દેખે નહીં, તડકાના પડછાયામાં કાંણા દેખાય, અને પોતાના નાકની અણી તથા રાત્રીના દેખાતા ગ્રહોમાં, આકાશની ગંગા આટલા વાનામાંથી એક પણ મનુષ્ય ન દેખેતો ઝાઝું જીવે નહીં.

**॥ પ્રશ્ન ॥ ૫**

Good omens.

સ્વપ્નમાં નીચે લખેલાં જો જોવેતો કામ સીદ્ધી થાય. ચંદ્રનું દરશન, રાજાની કચેરીમાં બેસવુ, દારૂનું પીવુ, મદીનું ભક્ષણ, દહીં અને દુધનું પીવું, સ્વપ્નામાં જોવાથી કાર્ય સીદ્ધી.

**॥ પ્રશ્ન ૬ ॥**

Good omens.

વેદ ભણતો બ્રાહ્મણ, રાજા, ઘરેણા પેહેરેલી સ્ત્રી, ભ..., હાથી ઘોડા ઉપર બેસવું, શુદ્ધ કપડાં પેહેરવાં, પુષ્પના મો-

ટા સુંઘવા, પુષ્પના હાર પેહેરવા, [1]તકતામાં પોતાનું મુખાર-
વિંદ જોવું આ સ્વપ્નમાં જોવાથી માંદો માણસ સાજો
થાય. અને હજારો રૂપૈઆ પ્રસંગોપાત મળે.

॥ પ્રશ્ન ૭ ॥ ખોટા સ્વપ્ન ॥

Ill omens.

સર્પના દર્શન, કપાસ ચોરવો, લોઢાનો વેપાર. તેલનો વે-
પાર, લીંબડાનું દર્શન, આ સ્વપ્નામાં જોવાથી કામ નાસ
કરનાર છે. અશુભ છે.

॥ પ્રશ્ન ૮ ॥

તેજ વિનાનો સુર્ય અને સર્પોનું ગળામાં પડવું, પરસ્ત્રી
આલીંગન અગર પર પુરૂષ આલીંગન.

સ્વપ્નામાં જોવાથી મરણ.

॥ પ્રશ્ન ૯ ॥

Ill omens.

વહાણુમાં ચડવું, પરલોકના દર્શન, પરમ હંશનું પુજન.
સ્વામીનું ભોજન, અને ગુણકાનું ગાયન સ્વપ્નમાં જો
વાથી પ્રવાસ વેઠવો પડે.

॥ પ્રશ્ન ૧૦ ॥

Ill omens.

કીચમાં બુડવું, અંગનું છેદન, મરી ગએલાનું આલીંગન,
રૂનો વેપાર, ચોખા, અને ગોળનું જમવું, કાળા લુગડાં પે-

---

૧. તકતો એટલે મોં જોવાનો કાચ.

હેરવા, કાળે ઘોડે બેસવું, લાંબી લેખણે લખવું, ગાડાના પૈડા-માં પીલાવું. આ સ્વપ્નામાં જોવાથી કોઇ દીવસ કાંઇ નવું કામ આદરવું નહીં.

॥ પ્રશ્ન ૧૧ ॥

Good omens.

મોજા, બુટ, ચાકડી, છત્રી, તળવાર, લાકડી, એમની પ્રાપ્તી થાય તો ધન લાભ.

॥ પ્રશ્ન ૧૨ ॥

Good omens.

ગુરૂના દર્શન, છોકરાના વિવાહ, દીકરીનું કન્યાદાન, અને બાળકનો જન્મ સ્વપ્નામાં દેખે તો વેપારમાં લાભ થાય.

॥ પ્રશ્ન ૧૩ ॥

Good omens.

નાગરવેલના પાન, ધોળાં ફુળ, ઇશ્વરનું પુંજન, માતાના ગરબા ગાવાના, શંકરનું પુંજન નારદનું નૃત્ય, ભીસ્મ પીતાનં યુદ્ધ અને લક્ષ્મણનું યુદ્ધ દેખે તો સર્વ પ્રકારની લક્ષ્મી અને પુત્ર પ્રાપ્તી થાય.

॥ પ્રશ્ન ૧૪ ॥

Good omens.

રામચંદ્રની મુરતી, ગાયના દર્શન, કૃશ્નનું દર્શન, અને વાંદરનું (હુકાહુક બોલવું,) સીંહનો અવાજ. સ્વપ્નામાં દેખી તુરતં જાગ્રત થાયતો દસ દીવસમાં બે હજાર ધનની પ્રાપ્તી.

॥ પ્રશ્ન ૧૫

Ill omens.

ગાય, રાજા, ગુરૂ, જોશી, અશ્વ, વાંદર, પુસ્તક, લોઢા વિના સઘળી કાળી વસ્તુ અશુભ છે

॥ પ્રશ્ન ૧૬ ॥

Good omens.

પેહેલા પહોરમાં સ્વપ્ન દેખેતો એક વર્ષે ફળીભૂત થાય,

॥ પ્રશ્ન ૧૭ ॥

Good omens.

રાત્રીના૧૨, વાગ્યાથી તે, ૩, ત્રણ વાગ્યા સુધીમાં આઠ માસએ ફળે.

॥ પ્રશ્ન ૧૮ ॥

રાત્રીના૩—૬ વાગ્યા સુધીમાં સ્વપ્ન દેખેતો ત્રણ માસ.

॥ પ્રશ્ન ૧૯ ॥

૬—૬॥ વાગ્યાનું એક માસમાં પ્રાતઃકાળ.

પ્રશ્ન ૨૦ ॥

અરૂણોદય કાળનું સ્વપ્ન દસ દીવસે ફળે.



## ગ્રાહકોના નામ.

૧૦૦ અબ્દુલ હુસેન આદમજી. બુકસેલર.

૧૦૦ બુકસેલર ભાણજી હરખજી.

૨૫ હાઈસ્કુલ. સ્કોલર.

૧૦ મીસ્ત્રી પીતાંબરદાસ હરીવલ્લવ.

૧૦ મીસ્ત્રી લલ્લુભાઇ ગાંડાભાઇ.

૧૦ મીસ્ત્રી પોચાભાઇ લલ્લુભાઇ.

૫ મોતીલાલ મુળજી સ્કુલમાસ્તર

## જુનાગઢ.

૨૫ રા. રા. વકીલ જગજીવનદાસ પ્રેમજી મારફતે જુના

ઢ. તાબે ભેંસાણ. તથા વકીલ નાનાલાલભાઇ.

## શુદ્ધીઆળા.

મેહેરબાન

રાણા કસલ સીંહજી તરફથી મને ઘણી મદત મળી છે મા
ટે તે સાહેબનો ઉપકાર માનું છું.

પ્રગટ

ભાવનગર

મેહેરબાન

રા. રા. મીસ્ત્રી. લલ્લુભાઇ ગાંડાભાઇ તરફથી મને મા-
રી તરફથી નીકળેલા દરેક ગ્રંથમાં ઘણીજ મદત આપેલી
છે, તેથી તે સાહેબનો ઉપકાર માનુછું.

પ્રગટકરતા

M. H. B.

Viramvami.